ભોજન જમતો નથી અને ફોકટનો આરડ્યા કરે છે!" અમારી વાતચિત સાંભળીને પેલો છોકરો આંખ લુંછી નાંખી બોલ્યો,–"રાંડ વાંઝણીનાં જણ્યા રોંચાઓ! તમે તો મૂર્ખ છો, હું તો નથી. રોવામાં કેટલા ગુણ છે તે તમે ગમારના જણ્યા જાણો શાના? સાંભળો, મારા રોવામાં કેટલા ગુણ સમાયલા છે તે તમને કહું છું. અમસ્થો બેસી રહું તેના કરતાં રડું તો ઠીક કે વખત વીતી જાય અને આ અન્ન ધીરે ધીરે શીતળ થતું જાય. જેમ શીતળ થશે તેમ એમાં વધારે સ્વાદ આવતો જશે. વળી રોવાથી લાળ આદિ નિકળી જશે, તેથી પેટમાં ભૂખ કકડીને લાગશે, તે પછી સ્વાદથી વધારે હોંસે હોંસે જમાશે. એમ ન ધારતા કે, હું મૂર્ખતાથી રડું છું, પણ સમજીને રડું છું. તમે ગમાર ગામડિયા માણસ એ વાતમાં ન સમજો હોં કે!"

હું અને શશી તો એ બાળકની એવી વાક્પટુતા અને હાજરજવાબી જોઇને દિગ્મૂઢ બની ગયા. પછી અમે તે ઠેકાણેથી બીજે ઠેકાણે આગળ આગળ ચાલ્યા જતા હતા, તેવામાં એક આમ્રવૃક્ષ આવ્યું. એ આમ્રવૃક્ષ ઉપર એક છેલછબીલી કન્યા ચહડેલી હતી અને તેની સખીઓ નીચે ઉભી હતી. ઉપર ચહડેલી કન્યા ડાળે ડાળે ફરીને સારી સારી કેરીઓ જોઈ, તે તોડી તોડી નીચે નાંખતી હતી. અમે તે કન્યાની કેટલીક લટાછટા જોઇને મોહ પામી ગયા અને તે વૃક્ષ નીચે જઇને બોલ્યા,–"અયિ સુંદરિ! જો અમને થોડી કેરીઓ આપો, તો અમે પણ તે ખાઇને તૃપ્ત થઈએ." તે સાંભળીને કન્યાએ પ્રશ્ન કીધો,–"તમે ઉંની કેરી ખાશો કે ઠંડી?"* મને તો આથી બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું કે–વળી ઉંની કેરીઓ કેવી ને ઠંડી કેરીઓ કેવી? પરન્તુ વિચાર કરીને ઉત્તર આપ્યું,–"સુભગે! અમે તો ઉંની અને ઠંડી બન્ને ખાઈશું!" પછી તે કન્યાએ આંબા ઉપરથી કેરીઓ તોડીને એવી રીતે નાંખી કે, તે ધૂળમાં આવીને પડી. અમે નીચે પડેલી કેરીઓ ઉપાડી લઈ મુખવતે ફું–ઉ–ઉ–ફું–ઉ–ઉ–ફૂંક મારીને ખાવા લાગ્યા. તે જોઈ પેલી કન્યા પોતાની સખીઓ સાથે ખડખડાટ હસી પડી અને બોલી,–"તમે ફુંકી ફુંકીને ખાઓ છો, એ કેરીઓ ઉંની! હવે લ્યો હું તમને ઠંડી કેરીઓ આપું." એમ કહીને તેણીએ પુનઃ કેરીઓ તોડી, તાકીને જેમ અમારા ખોળામાં પડે તેમ નાંખી. પછી તે કેરીઓ લઈ અતિ આશ્ચર્ય પામતા અમે ત્યાંથી પણ આગળ ચાલ્યા.

થોડે આગળ ચાલ્યા પછી મેં મારી સાથે આવેલા મિત્ર શશીને કહ્યું,–"મિત્ર! આ કન્યાએ આપણને સજ્જડ બનાવ્યા! મારા તો હૃદયમાં એ કારી ઘા વાગ્યો છે! બેશક, એ ચતુર કન્યાને હું અવશ્ય પરણીશ. એટલું જ નહિં પણ તેણે કરેલી મારી મશ્કરીનો બદલો વાળીશ. જો હું એમ ન કરૂં તો મારી ધૂર્તતાને લાંછન લાગે." પછી મારા મિત્ર શશીએ તે કન્યાના પિતાનું ઘર શોધી કહાડયું અને બીજે દિવસે અમે વેશ બદલી તેને ઘેર ગયા. તેનો પિતા મોટો વિદ્વાન્ હતો અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવતો હતો. અમે તેને ત્યાં જઇને ઉભા રહ્યા. તે કન્યાના પિતાનું નામ યજ્ઞસ્વામી હતું. તેણે અમને વેદ વાંચતા જોઇને પૂછ્યું,–"ભો ભો બ્રાહ્મણો! તમે કયાંથી આવો છો અને અહિં આવવાનું શું કારણ છે?" અમે નમ્રતાથી ઉત્તર આપ્યું કે,–"મહારાજ! અમે વિદ્યાભ્યાસ માટે માયાપુરીથી ચાલ્યા આવીએ છીએ." યજ્ઞસ્વામી ધનવાન્

* પ્રબન્ધ ચિન્તામણિમાં રાજાની કન્યાએ પોતાના ગુરુને આવો જ પ્રશ્ન પૂછેલો છે.

હતો. તેણે અમને કહ્યું,–"જ્યારે તમે દૂર દેશાવરથી ચાલ્યા આવો છો, ત્યારે તો તમે આ ચાતુર્માસ મારા ઉપર કૃપા કરી મારે ત્યાં જ ભોજન કરો!" પછી અમે કહ્યું,–"મહારાજ! ચાર મહિના પછી અમે જે માગીએ તે જો તમે આપવાને બંધાતા હો તો અમે તમારું વચન સ્વીકારીએ!" તેણે કહ્યું,–"ભલે, તમે જે માગશો તે જો મારાથી અપાય તેવું હશે તો જરૂર હું તમને આપીશ!" પછી અમે તેના ઘરમાં જ રહેવા લાગ્યા.

આ પ્રમાણે રહેતાં આંખમીંચીને ઉઘાડીએ, એટલામાં ચાર મહિના ચાલ્યા ગયા અને અમારો રહેવાનો અવધિ પણ પૂર્ણ થયો. પછી અમે તે બ્રાહ્મણ પાસે જઇને કહ્યું,–"મહારાજ! ચાર મહિના થઈ ગયા અને હવે તમે અમને, જે માગીએ તે આપી વિદાય કરો." તેણે કહ્યું,–"બોલો, બોલો બાળકો, તમારે શું જોઇએ છે? જે જોઇતું હોય તે માંગો." પછી શશી બોલ્યો,–"આ (હું) અમારા સર્વમાં શ્રેષ્ઠ છે, માટે તમે તેને તમારી કન્યા પરણાવો." ચન્દ્રસ્વામી પ્રથમથી બંધાયલો હતો, એટલે કંઈ બોલી શકયો નહીં, તેમ વર પણ હોશિયાર છે એમ તો એ પોતે સારી રીતે જાણતો જ હતો, તેથી નાએ પાડી શકયો નહીં; પણ તેના મનમાં વિચાર તો આવ્યો ખરો કે, "આ વિદ્યાર્થીએ મને છેતર્યો! પણ કંઈ નહિ, તેથી મને કંઈ હાનિ થતી નથી." પછી મોટી ધામધૂમ સાથે તેણે પોતાની પુત્રી મને પરણાવી.

અમે લગ્ન પ્રસંગે હાથે મિંઢળ બાંધેલા, વિધવિધ રીતે શણગારી મૂકેલા પ્રથમ રંગભોગ ભોગવવાના રમણીય અંતઃપુરમાં ગયાં. બેઠા, ઉઠયા, પછી મેં ધીરે રહીને મારી વહુને પૂછયું કે,–"અલિ! પેલી ઠંડી ઉની કેરીઓ સાંભરે છે કે?" આટલું બોલતાં તો તેણે મને ઓળખી કહાડયો અને સ્મિત હાસ્ય કરીને બોલી,–"હા–આ–આ–આ! કેમ, તેનું શું છે? પણ આમ જ નાગરિક, ગામડીયા ગમારને બનાવે છે હોં!" પછી મેં તેનાં મર્મનાં વચન સાંભળીને કહ્યું,–"ચંચળ ચતુરા! જો તને એટલો બધો નાગરિકનો ગર્વ છે તો તું ભલે સુખ માણ! મઝા કર! હું ગામડીયો તારી આગળ પ્રતિજ્ઞા કરીને દેશાવર નિકળી પડું છું, કે હવે મારો તારો સંબંધ નહીં. તું જો ખરી ચતુર નાર હોય તો મને પાછો લાવજે!" મારી વહુ તો વળી વધારે હઠીલી હતી. તેણે કહ્યું,–"જાવની, આ મોટો ને સીધો રસ્તો! પણ આ દાસી જો ખરી ચતુર નાર હશે તો તમારાથી ઉત્પન્ન કરેલા છોકરાની મારફતે દાસ કરીને તમને મારી સામે પકડી મંગાવીશ!' આ પ્રમાણે અન્યોન્ય પ્રતિજ્ઞાઓ થયા પછી, ઘણી રાત જવાથી અમે ઉંઘી ગયાં. પાછલી રાતે ઉઠી, હે રાજન્! મેં મારી આંગળીએથી વિંટી કહાડીને મારી સ્ત્રીની આંગળીએ પહેરાવી દીધી અને પછી કોઈ જાણે નહિ તેમ, હું છાનોમાનો પરોઢીએ ઉઠી, ઘરમાંથી બહાર નિકળી આવ્યો; અને મારી સ્ત્રી કેવી ચતુર છે, તે જાણવા માટે મારા મિત્રોની સાથે મળી જઇને, ઉજ્જાયની નગરીમાં ચાલ્યો આવ્યો.

સવાર થયું, એટલે મારી સ્ત્રી ઉઠી અને જુવે છે તો તેણે મને દીઠો નહિ, પરન્તુ પોતાની આંગળીએ મારી વિંટી જોઈ; અને મારી વિંટી જોતાં જ તેણીની ખાતરી થઈ કે,–'હું પ્રતિજ્ઞા પાળવાને માટે જ ચાલ્યો ગયો છું, મારા પતિએ પોતાની પ્રતિજ્ઞા પાળી અને તેમ

કરવાને માટે ચાલ્યા ગયા, તો હવે મારે પણ મારી પ્રતિજ્ઞા પાળવાને માટે તત્પર થવું જોઇએ.' આમ તેણે મન સાથે દૃઢ નિશ્ચય કીધો. પછી પેલી વિંટી આંગળીએથી કહાડી હાથમાં લીધી. ઉંચી કીધી, નીચી ધરી, ધારી ધારીને જોઈ, તેમાં 'મૂળદેવ' નામ વાંચ્યું. પુનઃ તે બબડી. 'આ વિંટીમાં 'મૂળદેવ' એમ લખેલું છે, તો ખચિત તે ઉજ્જયિનીનો પ્રસિદ્ધ ધૂતારો મૂળદેવ જ હશે ! હવે મારે ગમે તેમ કરીને પણ ત્યાં જવું અને મારો બોલ પાળવો.' આ પ્રમાણે વિચાર કર્યા પછી તે કન્યાએ કેટલેક દિવસે પોતાના વૃદ્ધ પિતાજીને કહ્યું,–"પિતાજી ! મારો સ્વામી મને છોડી દેશાન્તરમાં ચાલ્યો ગયો છે અને હવે હું અહિં આગળ દુઃખિણી થઈ પડી છું ! હવે મારે તીર્થયાત્રાઓ કરીને મારા આત્માને આનંદમાં રાખવો, એ જ ઉત્તમ માર્ગ છે!"

તેના પિતાએ પ્રથમ ના કહી, પરન્તુ તેણીનો આગ્રહ જોઈ છેવટે તેણે તેને કેટલુંક ધન તથા સેવકો આપી તીર્થયાત્રા કરવા જવાની રજા આપી. મારી સ્ત્રી ઘણી રૂપટડી છે, ચતુરાઈમાં ચોસેઠ ચંદા ચઢે તેવી છે. તે કેટલાંક તીર્થ સ્થળ ફર્યા પછી, પોતાના માણસોને સમજાવી, તેણીએ વારાંગનાનો વેશ ધારણ કર્યો અને ધીમે ધીમે ઉજ્જયિનીમાં આવી પહોંચી. અહિં આવી તેણે પોતાનું નામ સુમંગળા ગણિકા પ્રસિદ્ધ કર્યું. તેણે છેલછબીલી ફાંકડી બનીને નગરમાં પ્રવેશ કર્યો. પોતાનાં માણસોની મારફતે, આખા નગરમાં પ્રસિદ્ધ કર્યું કે, કામરુદેશની એક વારાંગના, મોટો વૈભવ છોડી દઇને આ નગર જોવાને આવી છે. આવી મોટી ગુણિકાનું નામ સાંભળી, ઉજ્જયિનીમાં વસતી દેવદત્તા નામની રાજગણિકા છે, તે પોતે સુમંગળાની સામે ગઈ; અને તેને તેડી લાવી પોતાના એક સુન્દર રાજમહેલ જેવા મંદિરમાં ઉતારો આપ્યો.

આખા નગરમાં પરિમળનીપેરે સુમંગળાનું નામ પ્રસિદ્ધ થઈ ગયું. સર્વ ઠેકાણે તેના રૂપની પ્રશંસા થવા લાગી. સુમંગળાની અતિ ઘણી ખ્યાતિ સાંભળીને પ્રથમ મારો એક મિત્ર, જે પૂર્વે મારી સાથે આવેલો હતો તે શશી, મોહાંધ થઈ ગયો. તેણે તેને મહેલે જઈ જાણવાજોગ ખબર કહાડી. ત્યાંથી તેને ખબર મળી કે, અહિયાં કંઈ અમુક ધનની મર્યાદા બાંધેલી નથી, વળી મૂર્ખ અને કાયર પુરુષોનો અંગીકાર તો અહિં થતો જ નથી, પણ જે પુરુષ બાઇ સાહેબની ઇચ્છાનુસાર વર્તે તેને જ તેના સમાગમનું સુખ મળે છે.

શશીભાઈ તેનું કહેણુ સ્વીકારીને, બીજે દિવસે ગુણિકાને મળવાને ઉત્કંઠિત થઈ રહ્યો. પછી બીજે દિવસે મારો મિત્ર શશી, સંધ્યાકાળે બની ઠની તે ગુણિકાને મંદિરે ગયો. પ્રથમ દ્વારપાળને પોતાનું નામ ઠામ કહ્યું, એટલે દ્વારપાળે કહ્યું,–"આર્ય! ભલે પ્રવેશ કરો. તમે નાહી ધોઇને તો આવ્યા હશો જ, પરન્તુ અમારી બાઈના નિર્દેશ પ્રમાણે પુનઃ સ્નાન કરાવ્યા વગર અમે કોઇને અંદર જવા દેતા નથી, માટે તમે પ્રથમ અહિંયાં સ્નાન કરો, પછી અંદર પ્રવેશ કરો !" દ્વારપાળના તે વચન પ્રમાણે શશીએ સ્નાન કરવાનું કબૂલ કર્યું. તુરત તેને એક સુન્દર સ્નાનગૃહમાં લઈ જવામાં આવ્યો. ત્યાં એક મોટા બાજઠ ઉપર બેસાડી, દાસીઓએ નાના પ્રકારના અંગરાગ ચોળીને તેને સ્નાન કરાવવા માંડ્યું. પ્રથમ મર્દન કર્યા પછી તેને સારી રીતે ઉષ્ણોદકથી નવરાવ્યો–આટલું કરતાં જ એક પ્રહર રાત્રી તો વીતી ગઈ. ત્યાંથી શશી બીજા દ્વાર ઉપર ગયો. ત્યાં પણ દ્વારપાળે તેને કહ્યું,–"તમે સ્નાન કરીને આવ્યા છો તો ભલે, પણ તેવાં જ

ઉત્તમ વસ્ત્રાભૂષણ ધર્યા પછી અંદર પધારો." શશીએ તે પણ કબૂલ કર્યું. બીજી દાસીઓએ આવી કર્પૂરની ધૂલીની જેમાં વાસના વ્યાપી રહી હતી, એવાં ઝીણાં અને મૂલ્યવાન્ વસ્ત્ર તેને પહેરાવ્યાં તથા ઉંચી જાતના કેટલાક અલંકાર પણ સજાવ્યા. આ પ્રમાણે કરતાં બીજો એક પ્રહર ચાલ્યો ગયો. પછી શશી ત્રીજા દ્વાર આગળ ગયો. ત્યાંના દ્વારપાળે તેને ભોજન લઇને અંદર જવા કહ્યું. તે ભોજનગૃહમાં ગયો. ત્યાં દાસીઓએ તેને નાનાં પ્રકારનાં ભોજન જમાડતાં જમાડતાં ત્રીજો પ્રહર પણ વ્યતીત કરાવી દીધો. હવે ત્યાંથી શશી ચોથા દ્વાર ઉપર ગયો, કે જેની અંદર સુમંગળા પોતે વિરાજતી હતી. પણ જેવો શશી અંદર પ્રવેશ કરવા જાય છે, તેવો જ દ્વારપાળ બોલી ઉઠ્યો,-"અરે ઓ ગ્રામ્યકામિ! બહાર નિકળ, બહાર. તારે હાથે જ મૂર્ખો બનીને હવે કયાં જાય છે? તને વિચાર આવતો નથી, કે વારાંગનાનું સમાગમ સુખ રાત્રીના બીજા ત્રીજા પહોરનું જ હોય છે અને તું પાછલી રાતે સમાગમ કરવાને ચાલ્યો આવે છે? હટ્ ધૂર્ત મૂર્ખો!" આ પ્રમાણે કાળ જેવા કરાળ તે દ્વારપાળનાં વચન શશીના હૃદયમાં વસી જતાં તે જતો અટક્યો, એટલું જ નહિ પરન્તુ દ્વારપાળે તેનો ઘણો તિરસ્કાર કર્યો. ધકેલી કાઢ્યો! શશીનું મુખ તે પ્રસંગે પ્રભાતના શશી જેવું પાંડુર થઇ ગયું અને ભાઇશ્રીપાંચ જેવા ઉમંગમાં ગયા હતા તેવા ખિસીયાણા પડી ત્યાંથી પાછા વળ્યા.

શશી માફક ઘણાક કામી પુરુષો તિરસ્કાર પામીને તેને ઘેરથી પાછા આવ્યા. અન્તે તેની વાત અને રૂપની ખ્યાત મારે કાને આવી. પછી મેં મારા સેવકો મારફતે તેને ખબર અપાવી, સાંજના પહોરનો વસ્ત્રાભૂષણ ધારણ કરી તેને મહેલે ગયો. દ્વારપાળોનાં મુખ રૂપિયાથી ભાંગતો ભાંગતો હું થોડા વખતમાં જ, અંદર જઈ પહોંચ્યો. દ્વારપાળોને લાંચ આપતો આપતો હું જ્યાં સુમંગળા હતી ત્યાં ગયો. વારાંગનાના સ્વાંગમાં રહેલી તે મારી સ્ત્રી, મને ઓળખીને ઘણા જ આદરથી ઉઠી, વિનય દર્શાવતી મારી સામી આવી અને પછી મારો હાથ ઝાલી મને અંદરના રતિમંદિરમાં તેડી ગઈ. પછી મને એક પર્યંક ઉપર બેસાર્યો. ત્યાં નાના પ્રકારના અભિનય કરતી અને વિલાસરંગ ઉડાવતી તે મારું મનરંજન કરવા લાગી. હું તો એના હાવભાવમાં લટ્ટુજી જ બની ગયો અને તે રાત્રી મેં ઘણા જ આનંદથી તે ત્રિભુવનસુન્દરી મનમોહનાની સાથે ભોગવિલાસમાં ગાળી. એક જ રાત્રીના સહવાસ-સમાગમ સુખની લયઝતથી તેની સાથે દૃઢ પ્રેમ બંધાઈ ગયો અને હું તેના ઘરમાંથી નિકળવાને પણ અશક્ત થઈ પડ્યો. સુમંગળા પણ હંમેશાં અત્યંત પ્રેમથી મારું સેવન કરવા લાગી. એ પ્રમાણે કેટલોક કાળ જતાં તે ગર્ભવતી થઈ અને સ્તન ચૂચૂક શ્યામ થયા ત્યાં સૂધી હું તેની સાથે જ રહ્યો !*

---

* અત્રે મૂળ ગ્રંથકારની ભૂલ જણાય છે. સામાન્ય-સ્વાભાવિક નિયમ તો એવો છે કે, જ્યારે સ્ત્રી પ્રથમ ગર્ભવતી થાય ને જો તે ગૌરવર્ણી હોય તો તેના સ્તનની દીટી લાલાસ પડતી થાય ને શ્યામવર્ણી હોય તો શ્યામરંગી થાય. અત્ર સુમંગળા ગૌરવર્ણી છે, એટલે તેની સ્તનદીટી શ્યામ નહીં, પણ લાલાસ પડતી થવી જોઇયે. વળી પ્રથમ ગર્ભધારણ સમયે પુત્ર હોય તો લાલાસ પડતી થાય, પુત્રી હોય તો શ્યામ રંગી થાય. અત્ર સુમંગળાના ગર્ભમાં પુત્ર હતો તો શ્યામ નહીં, પણ લાલ દીટી થવી જોઇયે.

સુમંગળા જ્યારે, ગર્ભવતી થઈ ત્યાર પછી તેણે એક યુક્તિ રચી. એક કૃત્રિમ કાગળ બનાવી એક દિવસે તે મારી પાસે આવીને બોલી,–"મારા મહારાજ તરફથી આ પત્ર આવ્યો છે તે વાંચો." પછી મેં તે પત્ર વાંચ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું: "કામરુદેશના અખંડ પ્રતાપી મહારાધિરાજ માનસિંહજી, સુમંગળાને આજ્ઞા કરે છે કે, તું ઉજ્જયિની નગરીમાં ઘણા કાળથી રહે છે; પણ હવે દેશાન્તરનો પ્રેમ છોડી પાછી સત્વર અહિં આવ." પછી જાણે મારા પ્રેમને લીધે મહા દુઃખ પામતી હોય–સુકાઈ જતી હોય–તેમ થઈ જઈ મને તે કહેવા લાગી,–"પ્રિતમ! મારાથી હવે અહિં એક ઘડી પણ ઉભું રહેવાય તેમ નથી, માટે આપે ક્ષમા કરવી!" આ પ્રમાણે ઘણાં ઘણાં વચન કહી મને સમજાવીને તે ગણિકા પોતાના દેશ પ્રતિ ચાલી ગઈ.

હું તેના પ્રેમમાં અંધ થઈ ગયેલો હતો, છતાં તે પરાધીન સ્ત્રી છે, એમ ધારી તેની પાછળ ગયો નહિ. સુમંગળા, જે મારી જ સ્ત્રી હતી તેણે, પછી પાટલીપુત્ર નગરમાં જઈ, કેટલેક મહિને પુત્રનો જન્મ આપ્યો અને તેનું વર્દ્ધમાન એવું નામ પાડ્યું. વર્ધમાન બાલ્યાવસ્થામાં જ સર્વ કળામાં પ્રવીણ થયો અને પ્રતિદિન વધારે ને વધારે હોંશિયાર થતો ગયો. એક વખત જ્યારે તે બાર વર્ષની ઉમ્મરનો હતો, ત્યારે પોતાના ગોઠીયાઓની સાથે રમત રમતાં તેણે એક માછીના છોકરાને વેલાવતી માર માર્યો. તે માછીપુત્રે તેને રડતાં રડતાં કહ્યું,– "અલ્યાઓ ન બાપા ! તું મને શા માટે મારે છે, રે ? જરા લાજ રાખ, લાજ ! તારી માએ પરદેશ ભટકી, ખુણેખોચરે ભરાઈ ઉધુંછતું કરીને તને ઉત્પન્ન કરેલો છે, તેનો તો વિચાર કર!" વર્ધમાનને તે છોકરાનાં વચન ખરેખરાં લાગી ગયાં. તે ત્યાંથી બહારોબહાર પોતાની મા પાસે ગયો અને તેણીને પૂછ્યું કે,–"માડી ! બોલ, મારા પિતાનું નામ શું ? તથા તે હાલ ક્યાં રહે છે ?" તેની માએ જવાબ દીધો કે,–"બેટા ! તારા પિતાનું નામ મૂળદેવ છે અને મારો તિરસ્કાર કરી તે ઉજ્જયિની નગરીમાં રહે છે." માત્ર એટલું કહીને જ તે અટકી નહિ, પરન્તુ તેણે સર્વ વૃત્તાંત અથેતિ કહ્યો. માતાનાં વચન સાંભળીને વર્ધમાને જવાબ આપ્યો,–"માજી ! હવે તમે જરાએ ફીકર કરશો મા. તમારી પ્રતિજ્ઞા પ્રમાણે હું ઉજ્જયિની નગરીમાં જઈ, મારા પિતાને કેદ કરીને અહિં તમારી પાસે જરૂર લાવીશ !" આમ કહી તે તરત માર્ગે પડ્યો.

પછી નામ નિશાન લઈ તે ઉજ્જયિનીમાં આવ્યો; અને જે જુગારશાળામાં હું જુગાર રમતો હતો, તેમાં દાખલ થઈ તેણે ઘણા જુગારીઓને હરાવી દીધા. તે હતો તો બાળક, પરન્તુ જુગાર વિદ્યામાં એક્કો હતો. તેની કપટકળા જોઈ અમે સર્વ દંગ થઈ ગયા. તેણે જુગારમાં જે ધન એકઠું કર્યું હતું તે સઘળું માગણ લોકોને આપી દીધું. એવું બન્યું કે, એક રાતે હું મારે ઘેર જઈ ભોજન કરીને સૂઇ ગયો. બરાબર મધ્ય રાત્રીનાં ચોઘડિયાં વાગ્યાં, ત્યારે તે મારા ઘરમાં દાખલ થયો અને મને મારા પલંગ ઉપરથી ઉપાડી એક રુના ઢગ ઉપર, ધિમેસથી સૂવાડી, પલંગ લઇને ચાલ્યો ગયો. થોડી વારે હું જાગીને જાઉં છું તો હું પોતે પલંગ ઉપર નહિ, પણ રુના ઢગલા ઉપર સૂતેલો જણાયો. આથી હું ઘણો જ વિસ્મય પામ્યો અને શરમ, અજાયબી સાથે હસતાં હસતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે; "અહો ! હું ઠગને પણ કોઈ ઠગ ઠગી ગયો ખરો !"

જ્યારે બીજે દિવસે સવારમાં હું બજારમાં સહેલ કરવા નિકળ્યો, ત્યારે પેલા જ છોકરાને મેં મારો જ પલંગ બજાર વચ્ચે વેચતો જોયો. પછી હું તેની પાસે ગયો અને કહ્યું,–"અલ્યા ! તું આ પલંગ કેટલી કિમ્મતે વેચે છે ?" તેણે જવાબ આપ્યો,–"અલ્યા ધૂર્ત શિરોમણિ ! આ પલંગ કંઈ કિમ્મતે વેચાવાનો નથી, પરન્તુ જે કોઈ મારી આગળ અદ્ભુત અને નવીન વૃત્તાન્ત કહે તેને આપવાનો છે!" પછી મેં તે છોકરાને કહ્યું,–"જો તું મારી વાર્ત્તા સાંભળી ન્યાય પ્રમાણે તે કબૂલ કરતો હોઉં, તો હું જ એવું એક અદ્ભુત વૃત્તાન્ત તને કહું. પરન્તુ જો તું મારી વાર્ત્તા ઉપર અવિશ્વાસ લાવી, 'તે વાર્ત્તા ખોટી છે, હું એ માનતો નથી,' એમ કહીશ તો તું વ્યભિચારથી ઉત્પન્ન થયેલો ગણાઈશ અને આ પલંગ હું લઈ જઈશ !" આ પ્રમાણે ઠરાવ થયા પછી હું તેને નીચે પ્રમાણે અદ્ભુતાશ્ચર્યવાળી કથા કહેવા લાગ્યોઃ–

"સાંભળ, એ પોરીયા! પૂર્વે કોઇકાળે એક રાજાના રાજ્યમાં દુકાળ પડયો; ત્યારે તે રાજાએ વરાહની પ્યારીની પીઠપર, પોતાના વાહન નાગોમાં ( સૂંઢમાં ) પાણી ભરી વરસાદ વરસાવી ખેડ કરાવી અનાજ ઉપજાવ્યું હતું. એ પ્રમાણે પેદા થયેલા ધાન્યથી તેની પ્રજાનું સંકટ ગયું અને રાજા પોતે પણ આનંદ પામ્યો."

આ વાર્તા સાંભળી પેલો છોકરો ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો કે; "અહો હો! અલ્યા ધૂતારા, એમાં શું આશ્ચર્ય છે? નાગના* વાહન તે મેઘ છે અને વરાહની પ્યારી તે પૃથ્વી છે; કારણ કે જ્યારે વરાહ અવતાર થયો ત્યારે વિષ્ણુને તે અત્યંત પ્યારી હતી;† અને તે પૃથ્વી ઉપર વરસાદનાં પાણી પડે અને અનાજ ઉત્પન્ન થાય, એમાં તે વળી તેં શું આશ્ચર્ય અને શું નવું કહ્યું?"

મહારાજ! હું તો એ બાળકનાં વચન અને બોલવાની છટા જોઇને આભો જ બની ગયો. પછી તે બાળક ધૂર્તે મને કહ્યું,–"હવે હું પણ તને એક અદ્ભુત વાર્ત્તા કહું, અને તેમાં મારે ને તારે હોડ એટલી જ કે, જો તું મારી વાર્તાને બરાબર સમજીને કબૂલ કરશે તો તને આ પલંગ આપીશ; નહિ તો તારે મારા તાબેદાર સેવક થવું પડશે !" મ્હેં જણાવ્યું 'કબૂલ! મંજૂર!' એટલે તેણે નીચે પ્રમાણે વાર્તા કહી.

"ધૂર્તરાજ! પૂર્વે કોઈ કાળે બનેલો એક એવો અદ્ભુત વૃત્તાન્ત મારા જાણવામાં આવ્યો છે કે, એક બાળક જન્મ્યો, જેણે જન્મતાં જ પોતાના પગના ભારથી પૃથ્વીને કંપાવી મૂકી અને તુરત જ તે મોટો થયો અને તેણે બીજા લોકમાં (સ્વર્ગમાં) પોતાનું સ્થાન–ઘર–કર્યું–પગ મૂક્યો!" મહારાજ! હું તે બાળકની વાર્ત્તા સાંભળીને બોલ્યો કે;–"ચાલ લબાડ! આ વાતમાં યત્કિંચિત્ પણ સત્ય હોય એમ હું ધારતો નથી. આ તો ખરેખર તેં ડીંગ જ માર્યું છે!" પછી તે બાળક બોલ્યો,–"શું જ્યારે ભગવાને વામન અવતાર ધર્યો, ત્યારે જન્મતાં જ પોતાના પગભારથી પૃથ્વી કંપાવી નહોતી? અને તે જ વખતે વામને પોતાનો દેહ વધારી સ્વર્ગમાં

* નાગ એટલે નાગ (સર્પની એક જાતિ) અને હાથી. † વરાહાવતાર વિષ્ણુ, પૃથ્વીને પોતાની પ્યારી ગણી પાતાળમાંથી તેને પાછી લાવવા હિરણ્યાક્ષ દાનવ સાથે લડયા હતા.

પોતાનો પગ મૂકયો નહોતો? માટે હે ધૂર્ત! તું હાર્યો છે અને હવે મારો સેવક થયો છે; અને આ બજારમાં ઉભેલા લોક આપણો શો ઠરાવ છે તેના સાક્ષી છે. માટે, હવે તો તું, હું જ્યાં જાઉં ત્યાં મારી સાથે ચાલ." આમ કહી તે દૃઢ ઠરાવના બાળકે મારો હાથ, પોતાને હાથે પકડ્યો અને ત્યાં ઉભેલા માણસોએ પણ તેને સંમતિ આપી, એટલે હારવાથી ખસિયાણો પડેલો હું, તેની સાથે મૂંગો મૂંગો જવાને તૈયાર થયો.

પછી તે બાળક ધૂર્ત, પોતાના ઠરાવથી મને બાંધી જકડી લઈ, પાટલીપુત્ર નગરમાં, જ્યાં એની મા હતી, ત્યાં પોતાના સાથીઓ સહિત મને લઈ ગયો. અમે ત્યાં પહોંચ્યા ત્યારે તે છોકરાની માએ પ્રથમ પોતાના પુત્રના મુખ સામું જોયું ને ક્ષણભર વિચાર કરી પછી મારી સામું જોઈને બોલી,–"પ્રાણપતિ! મેં તમારાથી ઉત્પન્ન થયેલા પુત્રરત્ન મારફતે તમને મારી સન્મુખ બોલાવ્યા; અને આજે મેં મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે!" આ પ્રમાણે કહ્યા પછી તે સ્ત્રીએ સર્વ સાંભળે, તેમ પોતાનું ઇત્થંભૂત વૃત્તાન્ત વર્ણવવા માંડ્યું. જે સાંભળી તેનાં કુટુંબી આદિ સૌ આશ્ચર્ય પામ્યાં. પોતાની પ્રતિજ્ઞા પાળનારી અને પુત્રે જેનું કલંક ટાળ્યું હતું તેવી તે સ્ત્રીને મેં પૂર્ણ માન આપ્યું. હું તે સદ્‌ગુણી સ્ત્રી અને પ્રવીણ પુત્રની સાથે ઘણા દિવસ સુધી ત્યાં રહ્યો. પછી સઉને લઈ અહિં ઉજ્જયિનીમાં આવી રહ્યો છું.

મહારાજ! આ વાર્તા ઉપરથી આપને વિદિત થવાનું માત્ર એ જ કે, સત્કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ, પોતાના પતિ ઉપર પૂર્ણ પ્રીતિ રાખી નિરંતર તેની જ સેવા કરે છે! કંઈ બધી સ્ત્રીઓ નઠારી હોતી નથી." રાજા વિક્રમાદિત્ય મૂળદેવના મુખથી આ (ઉપરની) કથા સાંભળીને મંત્રિમંડળ સહિત ઘણો જ પ્રસન્ન થયો. આ પ્રમાણે હમેશાં નવનવાં વૃત્તાન્ત સાંભળતો–જોતો અદ્‌ભુત કૃત્ય કરતો–વિક્રમાદિત્ય રાજેન્દ્ર, સપ્તદ્વીપ સહિત આખી પૃથ્વીનું નિષ્કંટક રાજ ભોગવતો હતો.

## ઉપસંહાર–નરવાહનદત્તની કથાની સમાપ્તિ.

આ પ્રમાણે કણ્વમુનિએ, મને (નરવાહનદત્તને) મદનમંજુકાનો વિયોગ થયો હતો ત્યારે, સયોગ તથા વિયોગનાં વૃત્તાન્તોથી ભરપૂર–વિષમશીલ રાજાની અદ્‌ભુત કથા કહી હતી. વળી તેઓએ મને કહ્યું,–"નરવાહનદત્ત! આ પ્રમાણે મનુષ્યને સહસા જ સંજોગ અને વિયોગ થાય છે, માટે તું ચિન્તા તજ. તને થોડા દિવસમાં તારી પ્રિયાનો સમાગમ થશે. ધીરજ રાખ! હે ધીરવીર વત્સરાજકુમાર! તું, તારા મંત્રીઓ અને પ્રાણપ્રિયાઓની સાથે ઇચ્છિત વિદ્યાધરનું ચક્રવર્તી પદ પામી અપાર સુખ અનુભવશે."

હું કણ્વમુનિનાં વચન સાંભળી, ત્યાર પછી ધીરજથી વિરહવ્યથા વેઠતો દિવસ નિર્ગમન કરવા લાગ્યો. ધીરે ધીરે મને મારી સર્વ સ્ત્રીઓ, પછી મને વિદ્યાઓ અને છેવટે મને વિદ્યાધરનું ચક્રવર્તીપદ પણ મળ્યું. હે મહામુનિઓ! મને ચક્રવર્તી રાજ્ય, વરદાન આપનાર ચંદ્રમૌલી ભગવાન્ શંકરની કૃપાથી કેવા પ્રકારે મળ્યું છે, તે મેં પ્રથમ જ આપની આગળ વિદિત કરેલું છે."

આ પ્રમાણે કશ્યપમુનિના આશ્રમમાં રહેલા નરવાહનદત્તે, પોતાની સઘળી કથા કહીને, સહુ મુનિમંડળને અને પોતાના મામા ગોપાળકને પ્રસન્ન કર્યા. પછી નરવાહનદત્ત રાજાએ ચાતુર્માસ કશ્યપ મુનિના આશ્રમમાં, પોતાના મામા ગોપાળક અને મહામુનિ કણ્વના સંગમાં રહી, નવનવા વાર્તા વિનોદમાં ગાળ્યો. છેવટે મામાની અને વનવાસ કરતા ઋષિઓની અનુજ્ઞા લઈ, નરવાહનદત્ત પોતાની પ્રિય રમણીઓની સાથે વિમાનારૂઢ થઈ, મોટી વિદ્યાધરની સેનાની સાથે ગગનને છાઈ દેતો, એક ક્ષણમાં પોતાની રાજનગરી ઋષભપર્વત ઉપર આવી પહોંચ્યો. ભગવાન શંકર, દેવી પાર્વતીને કહેછે,–"ત્યાં રહી એક કલ્પપર્યંત આયુષ્યવાળો નરવાહનદત્ત, દેવી–રાણી–મદનમંજુકા તથા રત્નપ્રભા અને બીજી રાણીઓની સાથે રહી, નાના પ્રકારના, વિદ્યાધર લોકને ઉચિત, સર્વ વિદ્યાધર સામંતચક્રની મધ્યે રહી, આ સંસારસુખને વિસરાવે તેવા, વિદ્યાધરના ચક્રવર્તીના અનુપમ સુખપ્રદ વૈભવો ભોગવતો રાજ્ય કરે છે."

**કથા ૬૦–બૃહત્કથા સમાપ્તિ.**

કવિ કહેછે,–"પૂર્વે કૈલાસપર્વતપર હિમાલયપર્વતની પુત્રી પાર્વતીની પ્રેમપૂર્ણ પ્રાર્થનાથી, શ્રીશંકરે, દેવી પાર્વતીને આ બૃહત્કથા, ઉત્સાહથી કહી સંભળાવી હતી. તે પછી શાપથી પૃથ્વીપર કાત્યાયનાદિકના આકારમાં અવતરેલા પુષ્પદંતાદિથી તે કથા પરમ પ્રસિદ્ધિને પહોંચી.

પાર્વતીપતિ શંકરે આ બૃહત્કથાને આ પ્રમાણે વર આપ્યો છે કે,–"મારા મુખથી જન્મ પામેલી આ બૃહત્કથાને જે કોઈ આદરથી વાંચશે, સાંભળશે અને સ્મરણમાં રાખશે, તે થોડા સમયમાં પાપથી નિર્મુક્ત થઈ વિદ્વાન્ થશે અને અંતે વિદ્યાધરપણાને મેળવી નિશ્ચયે તે મારા લોક (કૈલાસ) ને પામશે.

इत्येषा शशिशेखरेण तुहिनक्ष्माभृत्सुताभ्यर्थना-
त्सोत्साहेन बृहत्कथा निगदिता कैलासपृष्ठे पुरा ।
उत्पन्नैरथ शापतः क्षितितले कात्यायनाद्याकृती-
र्बिभ्राद्भिर्गमिता प्रसिद्धिमतुलां तैः पुष्पदंतादिभिः ॥
एतां मद्वदनोद्गतां पठति यो यो वा शृणोत्यादरा-
द्यश्चैतां सुकथां बिभर्ति नचिरात्स ध्वस्तपापः कृती ।
सद्विद्याधरतामवाप्य नियतं लोकं मम प्राप्नुया-
दित्यस्याश्च तदा वरं गिरिसुताकान्त :कथाया ददौ ॥

इति महाकविश्रीसोमदेवभट्टविरचितकथासरित्सागरमां विषमशीललम्बकनो पञ्चमतरङ्ग.



## ગ્રન્થકાર-પ્રશસ્તિ.

* શ્રી સાતવાહનના કુલરૂપ સાગરમાંથી પારિજાતરૂપ સંગ્રામરાજ ઉત્પન્ન થયો, જે અનેક વિબુધોને આશ્રય આપનાર હોવાથી તેના સંબંધથી કાશ્મિરમંડળ નંદનવનની પદવીએ પહોંચ્યું હતું.

(તેના) કુલમાં કલ્પવૃક્ષ સમાન શ્રી અનંતદેવ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. જે એક ધીરવીર હોવાથી ચક્રવર્તી થયો. તાબે થયેલા નમન કરતા સઘળા સામંતરાજાઓના મુકૂટમણિથી તેના પગનો બાજઠ ઉજ્જ્વલ થયો હતો.

સુદર્શનની ઉત્તમ કીર્તિનો પરાજય કરે એવી તે અનંતદેવ રાજાની કીર્તિ સાંભળીને સંતોષ પામ્યો હોય તેવો-કપાઈ ગયેલા કંઠવાળો અને ઉદર દૂર કરી, માત્ર રાજાના મસ્તકરૂપ રાહુ, સેવા કરવાને માટે આવેલો તેના આંગણામાં જ આળોટતો હતો.

રાજાઓમાં ચંદ્ર સમાન તે અનંતદેવ, ત્રિગર્તદેશના અધિપતિ ઈન્દુરાજાની-પ્રજાનાં અજ્ઞાનને ટાળે એવી અને વિશ્વને નમન કરવા યોગ્ય-પ્રભાત સંધ્યાની જેને ઉપમા આપી શકાય એવી-સૂર્યવતી નામની કન્યાસાથે પરણ્યો હતો.

જે દેવીએ (રાણી સૂર્યવતીએ) નાના દેશમાં ઉત્પન્ન થયેલા અનેક બ્રાહ્મણોથી સેવા કરવા યોગ્ય વેદસમાન, રત્નોથી ભરપૂર સાગર સમાન, ભય પામેલા ભૂભૃતોને† શરણ લેવા યોગ્ય, આશાથી પોતાની પાસે આવનારનાં કલ્પદ્રુમની માફક દુઃખ દૂર કરનાર અને ઉપમા આપવા યોગ્ય તેણે ઉત્તમ મઠો બંધાવી કાશ્મિરની શોભા વધારી હતી.

જે સૂર્યવતીએ નિર્મળ જળવાળી વિતસ્તા નદીના વિસ્તીર્ણ કિનારા ઉપર, ચુનાથી જેઓનાં શિખર ઉજ્જ્વલ હતાં તેવાં દેવમંદિરો બંધાવ્યાં હતાં-જે દેવમંદિરો આકાશગંગાથી વ્યાપ્ત તળેટીવાળા હિમાલયના શિખરની શોભાને ધારણ કરે છે.

એ રાણી-અસંખ્ય મણિ, સુવર્ણ, અગ્રહાર, કૃષ્ણમૃગચર્મ, દ્રવ્યના ઢગલા અને હજારો ગાયોનાં દાન દેવાથી ખરેખર વિશ્વનું પોષણ જ કરતી હતી અને વિશ્વંભરા-પૃથ્વી-તો માત્ર નામની જ વિશ્વંભરા કહેવાતી હતી.

એ સૂર્યવતીને, પૃથ્વીના એક તિલક જેવો છતાં અલિક લગ્ન‡ નહિ એવો, ધાડા અમૃતમય§ છતાં ગુણિના બાંધવરૂપ અને શત્રુઓની સભામાં અશિવ છતાં શિવનો જ અવતાર હોય તેવો, શ્રીમાન્ કલશદેવ નામનો પુત્ર હતો.

---

* અહીં કુલને સાગરનું રૂપ આપ્યું છે; સંગ્રામરાજને પારિજાતનું રૂપ આપ્યું છે. કારણ કે સાગરમાંથી પારિજાત-કલ્પવૃક્ષ નિકળ્યું છે. તેમ જ પારિજાતનો આશ્રય દેવતાઓ કરે છે. અહીં રાજાનો આશ્રય વિદ્વાનો કરે છે. પારિજાત નંદન વનમાં રહેલું છે; અહીં કાશ્મિર મંડળને ઇંદ્રના નંદનવનનું રૂપક આપ્યું છે.

† ભૂભૃત-રાજા અને પર્વત. ‡ અલિક લગ્ન=લલાટમાં લાગેલો અને સત્યને લાગેલો એવા બે અર્થ થાય છે.

§ જે જલમય પ્રવાહી હોય તે કપડાનો મિત્ર ન હોય એટલે કપડામાંથી જલ ચાલ્યું જાય, એ વિરોધ છે. એ આખા શ્લોકમાં વિરોધાભાસાલંકાર .

સર્વ ઉર્વીભૃતોને* નમાવવામાં અને સાત સમુદ્રનું પાન કરવામાં સમર્થ દેવતાઓએ એક નવો કળશોદ્ભવ† શ્રીહર્ષદેવ બનાવ્યો, જે આ સૂર્યવતીનો પૌત્ર થતો હતો.

જે સૂર્યવતી સદા, જેમ શિવાર્ચન, હોમ કર્મ અને અનેક પ્રકારના દાન ધર્મમાં તત્પર રહેતી હતી, તેમ જ શાસ્ત્રો સાંભળવામાં શ્રમશીલ હતી, તે સૂર્યવતીના કોઈ કોઈ વખત ચિત્તવિનોદ માટે, અનેક કથારૂપ અમૃતમય બૃહત્કથાનો સાર અને સજ્જનના અંતઃકરણરૂપ સમુદ્રની વૃદ્ધિમાં પૂર્ણ ચંદ્રરૂપ આ સંગ્રહ ગ્રંથ, ઉત્તમકુલના બ્રાહ્મણ અને અનેક ગુણોથી સુન્દર, રામના પુત્ર **સોમ** (દેવે) બનાવ્યો છે.

અમલમતિ **સોમ** (દેવે) આ કથાસરિત્સાગરને વિસ્તીર્ણ તરંગની રચનાવાળો પૂર્ણ કર્યો છે, તે સત્પુરુષોના અંતઃકરણને સદા આનંદ આપો.

**શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

* ઉર્વીભૃત–પર્વત અને રાજા. † કલશરાજાનો પુત્ર અને અગસ્ત્ય.